ડ૯૯૩ શ્રી




# મંગળ જૈન સ્તવનાવળી.

તેમાં ચોવીસ તીર્થંકરનાં નામ, પુજાની
વિધિ, ચૈત્યવંદનની વિધિ, થોયો,
રસીક ગાયનો, આરતીઓ, મં-
ગળાચરણ વિગેરે વિગેરે ઉત્તમ
રાગ રાગણીથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શા. નગીનદાસ જેચંદ.
શાહપુર-કુવાવાળી પોળ-અમદાવાદ.



## અમદાવાદ.
ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.
કિંમત રૂ. ૦-૧-૬.
સંવત ૧૯૫૪ સને ૧૮૯૮.

# ૬૯૩

# સંભવ જૈન સ્તવનાવળી.



## પ્રાર્થના.

પ્યારા મારા અહો—એ રાગ.

સંભવનાથજી મહેરતો કરો જૈની બંધુઓને નીત્ય
લક્ષમાં ધરો;
મોહ માયાને ક્રોધજમાંથી, મુક્ત કરો જીનરાય;
કુતીકના સૌ દોષ નીવારી, થાશો સ્તવર સહાય—સંભવ.
ધર્મ દયા અને સુધ ભક્તીનું, આપો અમને જ્ઞાન;
આ દુષ્ટ પાપ અમારૂં પ્રભુ, કરાવો નિર્વાણ,— સંભવ.
જૈનસાસન પ્રતાપ થકી, મેં આરંભ્યું આ કાજ;
કરશો પુર્ણ શ્રવણ કરીને, નીશ્ચે આપ મહારાજ—સંભવ.



# ચોવીસ તીર્થંકરનાં નામ.

| નંબર | તીર્થંકરનું નામ. | માતાનું નામ. | પિતાનું નામ. | લંછન. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ઋષભદેવ | મરૂદેવી | નાભિ | બળદ |
| ૨ | અજીતનાથ | વિજયા | જીતશત્રુ | હાથી |
| ૩ | સંભવનાથ | સેના | જીતારી | ઘોડો |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થા | સંવર | વાંદરો |
| ૫ | સુમતિનાથ | મંગલા | મેઘ | ક્રૌંચપક્ષી |
| ૬ | પદ્મપ્રભુ | સુસીમા | શ્રીધર | કમલ |
| ૭ | સુપાર્શ્વનાથ | પૃથ્વી | પ્રતિષ્ઠ | સાથીઓ |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મણા | મહાસેન | ચાંદો |
| ૯ | સુવિધીનાથ | રામા | સુગ્રીવ | મગરમચ્છ |
| ૧૦ | સીતળનાથ | નંદા | દ્રઢરથ | શ્રીવચ્છ |
| ૧૧ | શ્રેયાંસનાથ | વીષ્ણુ | વીષ્ણુ | ગેંડો |
| ૧૨ | વાસુપુજ્ય | જયા | વસુપુજ્ય | પાડો |
| ૧૩ | વિમળનાથ | સામા | કૃતવર્મા | શુકર |
| ૧૪ | અનંતનાથ | સુયસા | સીહસેન | સીંચાણોપક્ષી |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતા | ભાનુ | વજ્ર |
| ૧૬ | શાંતીનાથ | અચિરા | વિશ્વસેન | હરણ |
| ૧૭ | કુંથુનાથ | શ્રી | સુર | બકરો |
| ૧૮ | અરનાથ | દેવી | સુદર્શન | નંદાવર્ત |
| ૧૯ | મલીનાથ | પદ્માવતી | કુંભ | કલસ |
| ૨૦ | મુનીસુવ્રત | પ્રભા | સુમિત્ર | કાચબો |
| ૨૧ | નમિનાથ | વિભા | વિજય | કાળું કમળ |
| ૨૨ | નેમિનાથ | શિવા | સમુદ્રવિજય | સંખલો |
| ૨૩ | પાર્શ્વનાથ | વામા | અશ્વસેન | સર્પ |
| ૨૪ | મહાવીરસ્વામી | ત્રિસલા | સિદ્ધાર્થ | સિંહ |

## પુજાની વીધી નીચે પ્રમાણે છે.

ન્હાવાને ઠેકાણે કીડીઓનાં નધરાં ( દર ) તથા લીલ-ફુલ વિગેરે જીવની ઉત્પત્તિ હોવી ન જોઇએ. તથા પાણી ઢોળવાથી જીવ ઉત્પન્ન થવાનો સંભવ પણ ન હોય, એવે ઠેકાણે પાટલે બેસીને ઉના મીઠા પાણીએ ન્હાવું. ન્હાતાં શરીર શુદ્ધ થાય તેના કરતાં પાણી વધારે ઢોળવું નહી ન્હાતાં વડીનીતી કરવાનું (ઝાડે ફરવાનું) વસ્ત્ર પહેરવું નહીં ન્હાવાનું પંચીઉ જુદું રાખવું, ન્હાયા પછી રૂમાલવતી શરીર સાફ કરીને પુંજાનુ જુદુ સ્વચ્છ વસ્ત્ર રાખેલું હોય તે પહેરવું, અને એક સાટી (એકવડું આંતરીવાળા વસ્ત્રનુ) ઉત્તરાસન્ન કરવું અને આઠપડો મુખકોસ બાંધી વીધી પુ-ર્વક જીનરાજના દેરાસરમાં પ્રવેશ કરી અનુક્રમે યતના સ-હીત જીનરાજને મોરપીંછી પોથો વાળાકુચી ન્હાવણ અને અંગલુહણાં કરવાં; ત્યારપછી ધુપ, અગર, કેશર અને અ-ખંડ ફુલ વગેરેથી જીનરાજની દ્રવ્ય પુંજા કરવી; કેસરમાં જમણા હાથની અનામીકા ( ટચલી આંગળીની પાસેની આંગળી ) નુ ટેળવું નખને કેશર અડે નહી એવી રીતે બોળી નીર્મળ ચીત્તે પ્રભુજીના નવે અંગે પુંજા કરવી તે નીચે પ્રમાણે.

---

### દોહરા.

જળ ભરી સંપુટ પત્રના. યુગળીક નર પુજંત;

જાનુ બાળે કાઉસગ્ગ રહ્યા, વીચર્યા દેસ વીદેસ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પુજો જાનુ નરેસ. ૨
લોકાનીતક વચને કરી, વરસ્યા વરસી દાન;
કરકાંડે પ્રભુ પુજના, પુજો ભવી બહુમાન. ૩
ભુજા બળે ભવજળ તરયા, પુંજો ખંધ મહંત;
સીધ્ધ સીલ્લા ગુણ ઉજળી, લોકાન્તે ભગવંત. ૪
વસીયા તીણ કારણ ભવી, સીરસીખ્ખા પુજંત;
તીર્થંકર પદ પુંન્યથી તીહુંઅણ જન સેવંત;
ત્રીભોવન તીલક સમા પ્રભુ, ભાલ તીલક જયવંત. ૬
સોળપહોર પ્રભુ દેસના, કંઠ વીવર વસ્તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તીણે કઠે તીલક અમુલ્ય. ૭
હૃદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોષ;
હીમદહે વનખંડને, હૃદય તીલક સંતોષ. ૮
રત્નત્રયી ગુણ ઉજવળી, સકળ સુગુણ વીસરામ;
નાભી કમળની પુજના, કરતાં અવીચળ ધામ. ૯

હાથ જોડીને:—

ઉપદેસક નવ તત્વના, તેણે નવ અંગ જીણંદ;
પુજો બહુ વીધ રાગથી કહે શુભવીર જીણંદ.

એ રીતે નવ અંગ પુજવાં તેમાં પ્રથમ જમણું અંગ પુંજ્યા પછી ડાબું અંગ પુજવું. વળી સીધ્ધચક્રજીમાં અરિહંતાદિક નવ પદની અનુક્રમે પુંજા કરી મંગળીકને અર્થે અષ્ટ મંગળ કેસરથી આલેખવા.

---

## ચૈતવંદનની વિધી.

પ્રથમ ત્રણ ખમાસમણાં દેઇને પછી ઇચ્છાકારેણ સંદી-સહ ભગવાન ચૈતવંદન કરૂં. ઇછં, પછી ચૈતવંદન, જંકીંચી પછી બે હાથ જોડી નાસિકા સુધી ઉંચા રાખી નમુથ્થુણં કહેવું; જાવંતિ ચેઇઆઇ, ખમાસમણું દેઇ જાવંત કેવિસાહુ પછી નમોર્હત સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય: પછી સ્તવન કહેવું. પછી બે હાથ જોડી માથા સુધી ઉંચા રાખી જય-વીયરાય કહેવા આભવમખંડા સુધી કહી હાથ જરા નીચા ઉતારી બધા જયવીયરાય પુરા કરવા, પછી ઉભા થઇ અ-રિહંત ચેઇઆણં કરેમિકાઉસગ્ગં અનથ્થ ઉસસિએણં, કહી કાઉસગ્ગ એક નોકારનો કરી પ્રગટ નમો અરિહંતાણં, નમોર્હત સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય: કહી એક થોય કહેવી.

ઇતિ ચૈતવંદન વિધિ સમાસ.

———o*o———

## ચૈતવંદનો.

સકલકુશલવલ્લી, પુષ્કરાવર્ત્તમેઘો, દુરિતતિમિરભાનુ: કલ્પવૃક્ષોપમાનુ; ભવજલ નિધિપોત: સર્વ સંપત્તિ હેતુ: સભવતુ ભવતાંભો શ્રેયસે શાંતિનાથ: શ્રેયસે પાર્શ્વનાથ:

૧

વીમળકેવળ જ્ઞાન કમળા કલીત ત્રીભુવન હીતકરં, સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદીજીનેશ્વરં. ॥૧॥ વીમળ ગીરીવર શ્રૃંગમંડણ પ્રવણ ગુણગણ ભુધરં, સુરઅ-

સુર કીનર કોડી સેવીત નમો૦ ॥૨॥ કરતી નાટક કીન્નરી ગણુ ગાય જીનગુણુ મનહરં, નીર્જરાવળી નમે અહનીસ, નમો૦ ॥૩॥ પુંડરીક ગણપતી સિદ્ધી સાધી કોડી પણ મુની મનહરં શ્રીવીમલ ગીરીવર શૃંગ સિદ્ધા નમો૦ ॥૪॥ નીજ સીદ્ધ સાધન સુર મુનીવર કોડીનંત એ ગીરીવરં, મુગતી રમણી વર્યા રંગે નમો૦ ॥૫॥ પાતાળ નર સુરલોક માંહી વીમળ ગીરીવર તો પરં; નહી અધીક તીરથ તીરથપતી કહે નમો૦ ॥૬॥ ઇમ વીમળ ગીરીવર શીખર મંડણ દુઃખ વીહંડણ ધ્યાઇએ, નીજ સુદ્ધ સત્તા સાધનાર્થે પરમજયોતી ને પાઇએ. જીત મોહકોહ વીછોહ પરમ પદસ્થીત જયકરં, ગીરીરાજ શેવા કરણ તત્પર, પદ્મ વીજય સુહીતકરં. ॥૭॥

૨

શ્રી શેત્રુંજય સિદ્ધ ક્ષેત્ર, દીઠે દુરગતી વારે;<br>
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ જળ પાર ઉતારે. ૧<br>
અનંત સિદ્ધનો એ ઠામ, સકળ તીરથનો રાય;<br>
પુરવ નવાણું રીખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨<br>
સુરજકુંડ સોહામણો, કવડ જક્ષ અભીરામ;<br>
નાભીરાયા કૂલ મંડણો, જીનવર કરૂં પ્રણામ. ૩

૩

આજદેવ અરીહંત નમું, સમરૂં તોરૂં નામ;<br>
જ્યાં જ્યાં પ્રતીમા જીન તણી, ત્યાં ત્યાં કરૂ પ્રણામ. ૧<br>
શેત્રુંજય શ્રી આદીદેવ, નેમ નમુ ગીરનાર;<br>
તારંગે શ્રી અજીતનાથ. આબુ રીખવ જુહાર. ૨

અષ્ટાપદ ગીરી ઉપરે, જીન ચોવીસી જોડ;
મણીમય મુરત માનસું, ભરત ભરાવી સોય. ૩
સમેતશીખર તીરથ વડો, જ્યાં દિસે જીનરાય;
વૈભાર ગીરીવર ઉપરે, શ્રી વીર જીનેશ્વર રાય. ૪
માંડવધડનો રાજીઓ, નામે દેવ સુપાસ;
રીખવ કહે જીન સમરતાં પહોંચે મનની આસ. ૫

૪

પદ્મપ્રભુ ને વાસુપુજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુ ને સુવધીનાથ, દો ઉજળા લહીએ. ૧
મલ્લીનાથ ને પાર્શ્વનાથ દો નીલા નીરખ્યા;
મુનીસુવ્રત ને નેમનાથ, દો અંજન સરીખા. ૨
સોળે જીન કંચન સમા, એહવા જીન ચોવીસ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ કહે શીષ્ય. ૩

૫

બાર ગુણ અરીહંત દેવ, પ્રણમી જે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પચવીસ ઉવઝાય;
સતાવીસ ગુણ સાધુના, જપતા સુખ થાય. ૨
અષ્ટોતર સયગુણ મળી, એમ સમરો નવકાર;
ધીર વીમળ પંડીત તણો, નય પ્રણમે નીત્યસાર. ૩

૬

શ્રી મંદીર પરમાત્મા સીવ સુખના દાતા;
પુખલ વે વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧

પુર્વ વિદેહે પુંડરગીરી, નયરીએ સોહે;
શ્રીશ્રેયાંસ રાજા તીહાં, ભવીયણના મન મોહે. ૨
ચૌદસુપન નીર્મળ લહી, સતકી રાણી માત;
કુંથુઅરી જીન અંતરે, શ્રી મંદીર સ્વામી જાત. ૩
અનુક્રમે પ્રભુજી જન્મીયા વય યોવન આવે;
માત પિતા હરખે કરી, રૂક્ષમણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારના, સંજમ મન લાવે;
મુનીસુવ્રત નમી અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતી કર્મનો ક્ષય કરી, પામ્યા કેવળ નાણ;
રીખવ લંછન સોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાસી પ્રભુ ગણધરા, મુનિવર એકસો કોડ;
ત્રણ ભુવન જોવંતા નહી એની જોડ. ૭
દસ લાખ્ય કહ્યા કેવળી, પ્રભુજીનો પરીવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વીચાર. ૮
ઉદય પેઢાણ જીનાંતરે, થાશે જીનવર સિદ્ધ;
જશ વીજય ગુરૂ પ્રણમતાં, સુભ વાંછીતફળ લીધ. ૯

## અથ જંકીંચી.

જંકિંચિ નામ તિથ્થં સગ્ગે પાયાલિ માણુસલોએ જાઇં જીણ બિંબાઇં તાઇં સવ્વાઇં વંદામી.

## અથ નમુથ્થુણં.

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં ॥૧॥ આઇગરાણં તિથ્થયરાણં સયંસંબુદ્ધાણં ॥૨॥ પુરિસુત્તમાણં પુરિસીહાણં પુરિસવર પુંડરીયાણં પુરિસવર ગંધહથ્થીઆણં ॥૩॥ લો-

ગુત્તમાણં લોગનાહાણં લોગહિઆણં લોગપઈવાણં લોગ-પજ્જોઅગરાણં ॥૪॥ અભયદયાણં ચખ્ખુદયાણં મગ્ગદયાણં સરણદયાણં બોહિદયાણં ॥૫॥ ધમ્મદયાણં ધમ્મદેસિયાણં ધમ્મનાયગાણં ધમ્મસારહીણં ધમ્મવરચાઊરંત ચક્કવટીણં ॥૬॥ અપ્પડિહય વરનાણં દંસણધરાણં વિઅટ્ટછઊમાણં ॥૭॥જીણાણં જાવયાણં તિન્નાણં તારયાણં બુદ્ધાણં બોહયાણં મુત્તાણં મોઅગાણં ॥૮॥ સવ્વનુણં સવ્વદરિસીણં સિવ મય લ મરૂઅમણંત મખ્ખય મવ્વાબાહ મપુણરાવિતી સિદ્ધિગઇ નામધેયં ઠાણં સંપત્તાણં નમોજીણાણં જીઅ ભયાણં ॥૯॥ જેઅ અઈઆ સિદ્ધાજે અભવિસ્સંતિ ણાગએકાલે સંપઇઅ વટ્ટમાણા સવ્વેતિવિહેણ વંદામી ॥૧૦॥

## અથ જાવંતિ ચેઈઆઇ.

જાવંતિ ચેઈઆઇ, ઉઢ્ઢેઅ અહેઅ તિરિઅ લોએઅ, સવ્વાઈં તાઈં વદે ઈહ સંતોતથ્થ સંતાઇં ॥૧॥

## અથ ઈચ્છામિ ખમાસમણા,

ઈચ્છામિ ખમાસણો વંદિઊં જાવજ્જિજાએ નિસિહી-આએ મથ્થએણ વંદામિ.

## અથ જાવંત કેવિસાહૂ.

જાવંત કેવિ સાહૂ ભરહે રવય મહાવિદેહેઅ, સવ્વેસિં તેસિં પણઓ તિવેહેણં તિદંડ વિરયાણં.



# अथ नमस्कार.

નમોર્હત સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ—

# अथ उपसर्गहर स्तवन.

ઉવસગ્ગહરં પાસં પાસં વંદામિ કમ્મઘણમુક્કં વિસહર વિસનિન્નાસં મંગલકલ્લાણ આવાસં ॥૧॥ વિસહર ફુલિંગમતં, કંઠે ધારેઈ જો સયામણુઓ તસ્સ ગહ રોગમારી, દુઠ્ઠ જરા જંતિ ઉવસામં ॥૨॥ ચિઠ્ઠઉ દુરેમંતો તુજ્જ પણામોવિ બહુફલો હોઇ, નર તિરિએ સુવિજીવા પાવંતિ ન દુખ્ખ દોગચ્ચં ॥૩॥ તુહ સમ્મત્તે લધે, ચિંતામણી કપ્પ પાયવભહિએ, પાવંતિ અવિઘ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥૪॥ ઇઅ સંથુઓ મહાયસ, ભતિબ્ભર નિબ્ભરેણ હિઅએણતા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસ જીણચંદ ॥૫॥

## અથ જયવીયરાય.

જય વીયરાય જય ગુરૂ, હોઉ મમ તુહ પભાવઓ ભયવં ભવ નિવ્વેઓ મગ્ગાણુ સારિઆ ઈઠ્ઠ ફલ સિદ્ધી ॥૧॥ લોગ વિરૂધ્ધચ્ચાઓ ગુરૂજણપુઆ પરથકરણં સુહ ગુરૂજોગો તવ્વયણ સેવના આભવમખંડા ॥૨॥ વારિજજઈ જઇવિ નિઆણ બંધણં વિઅરાય તુહ સમયે તહવિ મમ હુજ્જ સેવા ભવે ભવે તુમ્હ ચલણાણં દુઃખ્ખખ્ખઓ કમ્મખ્ખઓ, સમાહિમરણં ચ બોહિલાભોઅ, સંપજ્જઉ મહએઅં, તુહ નાહ પણામ કરણેણં ॥૪॥ સર્વ મંગલ માંગલ્યં

સર્વ કલ્યાણ કારણં પ્રધાનં સર્વ ધર્મીણાં, જૈન જયતિ સાસનં ॥૫॥

## અથ અરિહંત ચેઇઆણં.

અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસગ્ગં ॥૧॥ વંદણ વત્તિઆએ પુઅણ વત્તિઆએ સક્કાર વત્તિઆએ સમ્માણ વત્તિઆએ બોહિલાભ વત્તિઆએ નિરૂવસગ્ગ વત્તિઆએ ॥૨॥ સિદ્ધાએ, મેહાએ ધીઇએ, ધારણાએ, અણુપ્પેહાએ વદ્ધમાણીએ ઠામિ કાઉસગ્ગં ॥૩॥

## અથ અન્નથ ઉસસિએણં.

અન્નથ્થ ઉસસિએણં નીસસિએણં, ખાસિએણં, છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં ભમલિએ, પિત્ત મુચ્છાએ, ॥૧॥ સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં ખેલ સંચાલેહિં સુહુમેહિં દિઠ્ઠી સંચાલેહિ ॥૨॥ એવમાઇએ હિં આગારે હિં અભગ્ગો અવિરાહિઓ હુજજમે કાઉસ્સગ્ગો ॥૩॥ જાવ, અરિહંતાણં, ભગવંતાણં નમુક્કારેણં, નપારેમિ ॥૪॥ તાવ કાયં ઠાણેણં, મોણેણં ઝાણેણં અપાણં વોસિરામિ ॥૫॥

## થોયો.

### સિદ્ધાચળની.

શ્રી સેત્રુંજો તિરથસાર, ગીરીવરમાં જેમ મેરૂ ઉદ્ધાર;
ઠાકોરરામા અપાર, મંત્ર મહી નવકારજ જાણું;
તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું;

પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળ માંહી જેમ રીખવનોવંસ;
નાભિતણો એ અંસ, ક્ષમાવંતમાં શ્રી અરિહંત;
તપસુરામાં મહામુનીવંત, શેત્રુંજે ગયા ગુણવંત. ।૧।

૨ જી.

પુંડરગીરી મહીમા, આગમમાં પ્રસિદ્ધ,
વિમલાચળ ભેટી, લહીએ અવીચળ રિદ્ધ,
પંચમ ગતિ પહોંચ્યા, મુનીવર કોડાકોડ;
એણે તિરથે આવી, કરમ વિપાતક છોડ. ૧

---

## બીજની.

દિનસકળ મનોહર, બીજ દિવસ સુવિશેષ;
રાયરાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ;
તિહાં ચંદ્ર વિમાને, સાશ્વતા જીનવર જેહ;
હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ. ૧

---

## પાંચમની.

શ્રાવણ સુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમ જીણંદ તો;
સ્યામવરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો;
સહસ વરસ પ્રભુ આવખું એ, બ્રહ્મચારી ભગવંતતો;
અષ્ટ કરમ હેલે હણિએ, પોહોતા મુક્તિ મહંત તો. ૧

---

## આઠમની.

મંગલ આઠ કરી જસ આગલ, ભાવ ધરી સુરરાજજી;
આઠ જાતિના કળશ ભરીને, ન્હવરાવે જીનરાજજી.
વીર જીનેશ્વર જન્મ મહોત્સવ, કરતાં શિવસુખ સાધેજી;
આઠમનું તપ કરતાં અમ ઘર, મંગલ કમલા વાધેજી; ૧

---

## એકાદશીની.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પૂછે નેમ;
કોણ કારણ એ પર્વ મોહોટું, કહો મુજશું તેમ.
જીનવર કલ્યાણક અતિ ઘણા, એકસો ને પચાસ;
તેણે કારણ એ પર્વ મહોટું, કરો મૌન ઉપવાસ. ૧

---

## શ્રી આદિજીનની.

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા;
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા.
જગત સ્થિતિ નિપાયા શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ સિરિરાયા, મોક્ષ નગરી સધાયા ૧

---

## ગાયન ૧

વીછુ જય કીધાં અભારી—એ રાગ.

પ્રભુની સુરતી, મોહનગારી,
જઉં વારી, બલીહારી, તમારી—મોહન૦

સુણો સંભવ મારી, અરજી લેજો હો સ્વીકારી,
પ્રભુજી તારો દાસ જાણી,
ઘણા દીવસ ધંધામાં ધાયો,
લેશ વીચાર મને નવ આવ્યો,
સંભવના ગુણ હું નવ ગાયો,
હવે થાય છે બહુ પસ્તાવો,
સંભવજીને સમર્યા—નહી નહી નહી,
બાજી સઉ બગડી—ગઈ ગઈ ગઈ,
હું આવ્યો શરણે તમારી, (૨)
પ્રભુ લ્યો ઉગારી, (૨)
સેવકને લેજો તારી, તમે છો મોરારી, (૨)
આવ્યો સરણે, દાસ વરણે, સુણજો કરણે નમુ ચરણે,
બલીહારી—જઉં વારી—મોહન૦

## ગાયન ૨.

આવો કુમ કુમને પગલે—એ રાગ

આવો નેમનાથ રૂપાળા,
ચરણે લાગું હું તમારા;
ભવ દુઃખ તમે હરનારા,
સુખ સેવકને કરનારા—આ૦
અતર ચંદન ચરચાવું,
પુષ્પના હાર ધરાવું—આ૦
મેવા જાત જાતના મંગાવું,
હરખે હું તમને ધરાવું—આ૦

## ગાયન ૩.

### બંધ કિલ્લો બાપુ છે—એ રાગ.

સૌ સેવક મળીને તમામ,
પ્રભુની ભક્તિમાં જઇએરે સૌ સેવક મળીને તમામ,
ભક્તિ કર્યાથી ભવસાગર તરસું,
મળસે અવીચળ ધામ—પ્રભુની૦
સંસાર જાળ આ મહા વિકાળ છે,
ડુબે છે પ્રાણી તમામ—પ્રભુની૦
કાચનો કુપો કાયા અમારી,
ફુટે બગડસે સૌ કામ—પ્રભુની૦
સગુવહાલું સંસારમાં રહેશે,
સાથે આવશે પ્રભુનું નામ—પ્રભુની૦

## ગાયન ૪.

### ક્ષત્રી કલંક.

ભોંયણીની સોભા સારી ભાઈ,
માટે જાવું સૌ પહેલારે
દરસનથી લાભ છે ભારે ભાઈ—માટે૦
સોભા છે નોતમ ન્યારી ભાઈ—માટે૦
અક્કલ આવસે સારી ભાઈ—માટે૦
પ્રભુને ભજેથી તરસું ભાઈ—માટે૦
ભવ પ્રાચીત હરસું ભાઈ—માટે૦
સંસાર જાળ છે ભારી ભાઇ—માટે૦

ડુબાયા અગણીત નરનારી ભાઇ—મારે૦
સૌ સદ્ગુણ સોધી લેવા ભાઈ—મારે૦
સુખ ગુણ પ્રભુના ગાવા ભાઈ—મારે૦
નીત ભજે તેની બલીહારી ભાઇ—મારે૦
સારી સીખામણ માની મારા ભાઇ—મારે૦

## ગાયન ૫.

વટ સાવિત્રી વ્રત આજ—એ રાગ.

ચાલો ચાલો સજન સઉ આજ,
પ્રભુ પાયે નમવાને,
ભવતારણ ગરીબની વાજ,
દુખ સઉ હરવાને,
મારી પરસ્પર આજ પુજન કરીએરે,
હરખે તાળી વગાડી હાથ ગુણ નીત ગાઇએરે;
એક ચીતે પ્રભુનું ધ્યાન તો ધરો
માગીએ છે સુખથી મહારાજરે
અમને સંસાર સુખ આપજો તમે
પાપીને પાપ થકી તારીયા પ્રભુ
ઉગાર્યા અગણીત નરનારજો. અમને૦
વસ્ત્ર શણગાર અમુલ્ય ધર્યા પ્રભુ અંગે
કેશર ચંદન ઘસે ઘનરંગે
પ્રભુ ગુણ ગાવો ઉમંગે
ફેરશું નીત સત સંત સંગે વસ્ત્ર.

---

૬

(ગાજે ગગન ગરરર.—એ રાગ.)

ફરકે ધ્વજા જો ફરરર ધ્વજા જો ફરરર, જીન મંદીરપર ફરરર;
વાગે ઘંટ જો ઘનનન ઘંટ જો ઘનનન, જીન મંદીરમાં ઘનનન
ભાવે ભાવી જાય સરરર, બહુ ખુશી થાય ખરરર. ફરકે.
નીસ્સહી નીસ્સહી ઉચ્ચરતાં, પ્રથમ ગભારે જાય;
જોઇ છબી જીન રાજની, એનાં પાતિક દુર પળાયરે જીવડા
સત્ય કથન આ કહીએ.
કેમ રહીએરે સુખીઆરે, જીવડા સત્ય કથન આ કહીએ.
ભવ ભ્રમણામાં ભટકતાં, તારો ના'વ્યો પાર;
તેથી ચેતી ચીત્તમાં, ચટપટ ચાલોરે "ન્હાના"ના
નાથને નીહાળવા રે;
સુર તાળના ..., જૈન બાળકો રમે.
જોનાં સ્વામી સંભવ જીન, સ્વામી સંભવ જીન;
પાસી લઇએ સુખ સરરર, સુખ સરરર સુખ સરરર. ફરકે.

૭

(છુટ્ટી નીકળી રાંડ તું તો છુટ્ટી નીકળી.—એ રાગ.)

સામળીઆ ત્યાગીરે, હું તો ખરે થઇ રાગી,
... સંજમ શું લાગીરે, હું તો ખરે થઇ રાગી,
લઇશ સંજમ સોભાગીરે, હું તો ખરે થઇ રાગી,
ત્તેથી રથ ફેરવી પાછા, સ્વામી આપે શીખ,
... બારમથી રાજુલ રાણી, ફેરી લીઆ દીખ,
શીવામજી સુંદર એ આપે અરેહાંરે કહે તે કાપે. સામળીઆ.

સંજમ લઈ સુખી થયાં, સ્વામી પ્હેલાં સાર,
રંગીલાંએ રાજુલ રાણી, રહેજે તરીયાં પાર,
સમજ અકલની બારી, "નાન" ભવ જાશો ના હારી. સામ.

૮

ઘુંએકી ગાડી ઉડાય લીએ. એ રાગ

પ્રભુસે પ્રીતી લગાય સુખ થાય,
સંસારી મોહ માળ તજી ઓ ભાઇ ભાઈ. પ્રભુ.
ચોરટા ચાર મુગલ જે ભુંડા, જલ્દીસે ઉસે હુઠાય સુખપાય પ્ર.
અનુપમ અનુપમ અમૃતસરખી, સુખડી તુજકો દીલાય સુ પ્ર
મુજપર મ્હેર કરો મમમારા, નાને તો શીર નમાય સુ . પ્ર.

૯

કલ્યાણ.

વાહ પ્રભુજી વાહ! હું આવ્યો ચરણે તારે છું;
કૃપા કરીને મુને તારો, આવ્યો શરણે છું. પ્રભુજી.
તનમન મેં તો તમને અરપ્યું ધન ઉપર નહીં ચાહ,
"નાના" ના નાથ નેહે નીરખી તારોને ભવપાર,
જીન સ્વામીનો વાધે જેથી જગમાં જય જયકાર. વાહ પ્ર.

૧૦

(ગુલાબી મધુ પાજો મારા લાલ.-એ રાગ.)

મ્હાવીર પ્રભુ તારો મારા લાલ,
મારા રંગીલા જીન રાજ.
મારા છબીલા શીરતાજ. મહાવીર.
ગૌત્તમ ગણધર તારીયા, બુઝવ્યો મેઘકુમાર,

નંદી ષેણ મુણ ઉદ્ધર્યો, સુર પદવી અતીસાર. મહા.
પંચ મહાવ્રત પરહરીને, વસ્યો જઇ ઘરવાસ;
આર્દ્ર કુમર ને તારીયો, લીલા ઉજ્વળ તાસ. મહા.
નહીં વીરત નહીં આખડી, નહીં પોસો નહીં દીખ;
તેંપણ શ્રેણીક રાયને, કીધા આપ સરીખ. મહા.
આસંભવ સાધુ સાધર્મીને, તાર્યા તમે મહારાજ;
જૈન સભાના બાળ મગી કહે, રાખો "નાન"ની લાજ. મહા.

૧૧

(જપતી પ્રીતમની જપમાળ-એ રાગ.)

તારો ધર્મ ધુરંધર નાથ, ધીરજ ધારી મનમાં;
જેથી ઝળકે જગ જનમાં, જૈનધર્મ હારી; .
દુઃખ હારીને સુખ કારી તનમાં. તારો.
ચરણું શરણું સ્મરણું, જીનરાજનું નામ.
મુક્તિ દાતા માનજો, સરસે સર્વે કામ.
તેથી ચેતનજી તું તો ચેતીજા ચીત્તમાં.
દુઃખ હારીને સુખકારી તનમાં- તારો૦
પ્રભુ પ્રીતી નિતિ સહિત રાખી ભીતિ છોડ,
તન ધન મન તુને અર્પે, "નાન" કહે કરજોડ,
દુઃખ હારીને સુખકારી તનમાં— તારો૦

૧૨

(હવે કુદરતે સુખહાની-એ રાગ.)

આ ચેતન ચેતી જાતું, નફટ નહિં થાતું;
ધરમ તરફ ધાતું, ગુરૂના ગુણ ગાતું.

૧૫

(ઇજસકા જાની જુદા હો જાવે-એરાગ.)

મેરા જાની જીનેશ્વર જાણી, રૂમઝુમ નાચે ઇંદ્રાણી.—ટેક
દેખું દરસનાવા નવું ચરણુવા, મુક્તી વરત પટરાણી. મે પ્ર.
મરૂદેવા જાયા અમરપદ પાયા, આદીનાથ નીરવાણી. મે પ્ર.
શુભ શેત્રુંજા તીર્થે પુજ્યા, અતિ ઉલટ ઉર આણી. મે પ્ર.
સુરનર ગાંધર્વ મઘ ગુણ ગાવે, "નાના" ની ભક્ત પી-
છાણી. મેરે. પ્ર.

૧૬

(ગારકે ઘર ચલ જાએ-એરાગ.)

સિદ્ધ ગિરી ચલ ઝટ જાએ, સુંદર શોભાવે ડુંગરીયા-એટેક.
એ ગીરી વરે પ્રભુ મનવાસ.
સ્પર્શે સુરજ કુંડ પાપ પ્રનાસે.
મુક્તા ફળ મંગાવો, કનક ફુલે વધાવો. મળે મુક્તીનો આવો,
ધરતે કરતે ધ્યાન ઘણુક હો પાર ઉતરીયા. સિદ્ધગીરી.

૧૭

( બીના આબાદ દુલહન કરેના-એરાગ.)

આજે આંગી અજબ અરે વાહ!
અરે વાહ! નાદીમ, તેના દીમ, ઝળકે મોતી ઝુમ.
ચળકે હીરા લુમ, સ્વામીન, શોભે વાહ! લોભે વાહ!
મારૂં દીલ. આજે આ.
મધુર મધુર ખીલી પુષ્પ લટા, મનકરે સ્વામીન, દર્શન
પામી,

નારો"નાન"નુંમ, છનનન ઝુમ, નાદીમ, દેરેના તરકથા
કીડાનથા. આજે આંગી.

૧૮

(મહુની કીરતી સતીની એ રાગ. )

આવો આજ અંગમાં ઉમંગ રંગ ભરી,
ગુણ ગાવા જીનજીના (૨) સ્તવન ઉચરી— આવો૦
વિવિધ પાપ ત્રિવિધ તાપ સતત દૂર કરે,
વ્યાધિ વ્યાધિ સુખદાઇ હશે એ ખરે;
ભાગ્યશાળી ભાવી 'નાન' પાપને હરે,
જૈન બાળ મંડળી આ વંદતી ફરી— આવો૦

૧૯

(ચલરે ગાગર ચલરે ગાગર—એ રાગ.)

ચાલને પ્યારા ચાલને પ્યારા પ્રભુને પુજીએ
પુંજતાં ભવ દુઃખ જાયરે-રૂમઝુમ- ચાલને૦
કેસર ચંદન પ્રભુ અંગે ચરચાવું,
ભાવના ભાવથી ભાવું રે-રૂમઝુમ— ચાલને૦
સુરનર ઇંદ્ર સેવે સદાએ જે,
પ્રભુતે પ્યારા નીહાળવારે-રૂમઝુમ— ચાલને૦
જૈનબાળ મંડળી તો રાજી રાજી થાય છે,
"નાના"ની સાથ ગુણ ગાવતારે-રૂમઝુમ- ચાલને૦

૨૦

(બંસીવાલા આજોરે મારે દેશ એરાગ.)

સંભવજીન સ્નેહેરે નમું સો વાર,

આવી આનંદે તમ દરબાર— સંભવ૦
ઝળક ઝળક ઝળકત શું આંગી મુગટ મોતીદાર,
ચળક ચળક ચળકી રહી, મુખમુદ્રા જયકાર,
છબીલા, રંગીલા, રસીલા,
પ્રભુજી નમુંજી હજારવાર વાર— સંભવ૦
કમળ કુસુમનાં તરીયાં તોરણ, ધુપની ભારે ધુમ,
જૈનમંડળનાં બાળક આજે, નાચત રૂમઝુમઝુમ—સંભવ

૨૧

(લંગર મોલાના પેહેર ઓ બાપેર એ રાગ)
મને નેહ રંગીલા લાગી—બાઈ શાની?
પ્રભુજીનું મુખ જેવાની—તો ચાહની.
જો જો જો જો—શું શું શું શું?
પ્રભુજી પ્યારા—ક્યાં છે ક્યાં છે?
સીંહાસનપર—વાહલા વાહલા.
જોતો ખરો ભાઇ ધારીને જો.
કંઠે હાર ખરો, હીરે જડયો નરો,
પેહેરીને માળા, પ્રભુ લટકાળા બેઠા છે. } ખરેખરૂં એ માસ્તર મારા કેહેતાકે-
નાચો થેઇ નાચો થેઇ—રૂમઝુમઝુમ—મને૦

૨૨

૬ લો બાળક
ભાઇ ચાલ ચાલ તું ચાલ—પ્રભુજેવા;
ધરી ધ્યાન જરી નીહાળ—દુઃખ ખોવા.

૨ જો બાળક.

જયવંતા શ્રી જીનરાજ—ભુજ દાદા;

રાખો "નાના"ની લાજ—તું ત્રાતા.

૧ લો બાળક.

સુર આપોને સાસાસાસા, હો થાપોને થાથાથાથા.

કીટીનક થેઇ, કીટીનક થેઇ, કીટીનક થેઇ—

૨ જો બાળક.

નાચ રાચ નાચ,સુખ થાય સાચ,

આનંદે—આનંદે—આનંદે—તું—ભાઈ બાલ૦

૨૩

આપે કૃપા કરી કંઇકને તાર્યા, નાથજી અમને ન કેમ તારો.

શરણું તારા—છઇએ પ્યારા—આપે૦

જ્ઞાન ભાનના તાનમાં, નમે બધા નરનાર;

નીરખી થઈ રળીયાતનો, આવ્યા 'નાના' ઝંકાર,

તૃષા છીપાવો તમે તેની તો નાથજી.

નથી અવર ન આશ, હરે પાપના જે પાસ,

તોડી નાંખે તે ત્રાસ, તેથી સાધ્યોછે તારો તો સાથજી.

રસીલા રંગીલા, છબીલા જીનરાજજી

પ્રીત ધરી શોધ્યો છે તારો તો સાથજી-આપે૦

## ગાયન. ૨૪

પુનમ ચાંદની ખીલી પુરી અંહીરે. એ રાગ.

પ્રભુ મંડપની શોભા આજે સી કહું રે.

સૌ નરનારી આવે દરશન કાજ.
પ્રભુ મહેર કરીને અમને તારજોરે.

સાખી.

મુગટ શીર સુંદર સાહે, સોભાગો નહીં પાર:
બાંહે બાજુબંધ બેરખાં. ઉર એકાવળ હાર.
જુંના આવી આવી નીત્ય નમન કરે રે,
આ સેવકોને આપનો આધાર. પ્રભુ.

સાખી.

નહાઇ ધોઇ હું આવીયો, પુજા કરવા કાજ:
ચીંતા અમારી કાપજો. મોટી તમારી આશ.
એવા પ્રભુને નીત્ય નીહાળીએ રે,
તેથી તરીએ આ સંસાર. પ્રભુ.

સાખી.

નીત્ય આવી પ્રભુ હું નમું, સંભવનાથ મહારાજ:
મહેર કરી સ્વામી મુને, દરશન દીજો મહારાજ.
પ્રભુ નામ ઉપર આપ બીરાજતા રે,
તે દેખી મન મારૂં હરખાય. પ્રભુ.

ગાયન. ૨૫

એવીરે રંભા જાની જાગ કેમ દઇએ. એ રાગ.
આવીરે વેળા મળવી નથી રે જીવ કાંઇ,
ભાળારે બાપ પરમ શરણુ કર ભાઇ:
સર્વ જન્મમાં સીરોમણી છે મોઘુ મનુષ્યનો અવતાર,

દરશન દયો પ્રભુ મને, નમીને લાગું પાય.
નમે સૌ સાથં નરનારી(૨) પ્રભુની ભક્તીછે સારી. સુ.

સાખી.

સૌ સેવક આવી તુને, વંદે વારં વાર;
પ્રભુજી મારા આ સમે, રાખો સૌની લાજ.
દયા દીલમાં લાવો(૨) તારીને પાર ઉતારો. સુ૦૪

સાખી.

જઇને પ્રભુજી આગળે, નાચે થેઈ થેઇ કાર;
મેહેર કરી પ્રભુ મુને, ઉતારો ભવપાર.
દયાલાંચો દાલે મારી(૨)અરે ઓ પ્રભુ અમારી. સુ૦૫

## ગાયન. ૨૮

ગીરધારીરે. એ રાગ.

સંભવજીરે વીનતી કરૂં એક મારી, ધરજો હ્રદેમાં ધારી
હું ખરે પાપી અનાથજ પ્રાણી, કર ઝાલીલેજો તાણી.

ઝુલ.

મેં અગાધ કર્મજ કીધાં રે,
કંઇકનાં ધન હરી લીધાં રે,
પુણ્ય દાન નવ કાંઇ કીધાં રે,
ફરસ્તેરે ફાળ ભરીમેં ભારી, ધરજો રૂદેમાં ધારી. સં.

ઝુલ.

મીઠું બાલી પ્રપંચ મેં કીધા રે,
ભક્ત જનોને દગા દીધા રે;

સુ પંથ કહી નવ લીધા રે,
હું પાપીરે, પસ્તાઊં હુવેભારી, ધરજો રૂદેમાં ધારી. સ.

ગુલ.

ખટ સત્રુએ મુજને ઘેર્યો રે,
કર સાહી દર્યામાં ડુબાવ્યો રે:
ગોથાં ખાય ખરે તુંજ બાળ રે,
ત્યારે સંભાળુરે હેતાત ભક્તી તમારી, ધરજો રૂદેમાં ધારી. સ

---

ગાયન. ૨૯

ઓધવજી સંદેસો. એરાગ.

કરમ તણી કથની, પ્રભુજી કયાં જઈ કરૂં;
તુજ વીણ પ્રભુજી મુજને નહીં આરામ જો;
કોમળ મારી કાયા, કરમ કઠણ અરે,
લલાટે લખ્યું, મીથ્યા નવ થાયજો. કરમ.
હું પાપી પ્રભુ, નરકાધીકારી થયો અરે;
મરણ સમય કાયા થર થર થાય જો.
આદીનાથને જેને સંભાળ્યા નહીં અરે,
તેનો એળે ગયો, મનુષ્યા દેહ અવતાર જો. કરમ.
પાપી પગલાં ભરતાં, બીન્યો નહીં અરે;
ખટ સત્રુએ ઘેર્યો મુજને આંહી જો;
સૌ સેવક વંદન કરી તુજને નમે.
નીરાધાર પ્રાણીને પ્રભુ તુંજ તણો આધારજો. કરમ

## ગાયન. ૩૦

કુંવરી કુંવર આગ લાડકા. એ રાગ.

પ્રાણી અરે તેં આશું કર્યું, કર્યો કાંઇ ન વીચાર;
એળે ગુમાવ્યો જન્મ તારો, સમર્યો નહીં કીરતાર. પ્રાણી.
બાલ્યાવસ્થા ગાળી રમતમાં, મધ્યમેં ગયો નીશાળ.
યુવાન અવસ્થા જતી રહી, કરતાં પાપ અપાર. પ્રાણી.
પુર્ણ અવસ્થા વહી ગઇ, કરતાં આળ પંપાળ;
ધ્યાન ધર્યું નહીં પ્રભુ તણું, રાખ્યા હૃદે નહીં મણીનાથ. પ્રા
વૃદ્ધા અવસ્થા આવી ગઇ, થર થર કંપે કાય;
વિચાર કરરે તે સમે, હામ શું પ્રભુને ત્યાંય. પ્રાણી.
માટે અરે પ્રાણીયો, ભજો ભજો પ્રભુ નામ;
એળે જન્મ નવ ગુમાવશો, રક્ષણ કરશે કીરતાર. પ્રાણી.
સૌ સેવક તમને વીનવે, કરને કાંઇ વીચાર;
પ્રભુ ભજનનો નહીં મળે, આ અવસર વારંવાર. પ્રાણી.

---

## આરતી તથા મંગળ દીપક.

## આરતી.

ઓ સ્વામી, છો સુખકાર, પાલણહાર,
સેવા મેવા લેવા આવ્યો પાલણ હાર. ઓ સ્વામી.
અમર નીકર ભ્રમર ચમર નરત કુરત સાર. ઓ સ્વામી.
કેસર ચંદન અત્તર અબીલ, સુંદર ફુલ માળ હાલ,
આજ આરોપી આરતી ગાએ, લળી લળી લળી પાએ,
તમારે શીશ ધરે સરદાર. ઓ સ્વામી.

## શાંતીજીનની આરતી.

જય જય આરતી શાંતી તુમારી, તોરા ચરણ કમળકી મેં જાઊં બલીહારી. ॥ જય. ॥૧॥ વિશ્વસેન અચિરાજી કે નંદા, સાંતીનાથ મુખ પુનમ ચંદા॥ જય. ॥ ૨ ॥ ચાલીસ ધનુષ્ય સોવન જય કાયા, મૃગ લંછન પ્રભુ ચરણ સુહાયા॥ જય. ॥૩॥ ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, સોળમા જીન વર જગ સહુ મોહે॥ જય. ॥૪॥ મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લાહો લીજો॥ જય ॥૫॥ કર જોડી સેવક ગુણ ગાવે, સો નરનારી અમર પદ પાવે॥જય. ॥૬॥

---

અપછરા કરતી આરતી જીન આગે ॥ હાંરે જીન આગેરે જીન આગે ॥ હાંરે એનો અવિચળ સુખડાં માગે ॥ હાંરે નાભીનંદન પાસ ॥ અ. ॥૧॥ તા થેઈ નાટક નાચતી પાય ઠમકે ॥ હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે ॥ હાંરે સોવન ઘુઘરી ઘમકે ॥ હાંરે લેતી ફુદડી બાળ ॥ અ. ॥૨॥ તાલ મૃદંગને વાંસળી ડફ વેણાં ॥ હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા ॥ હાંરે મધુર સુરાસુર નયણાં ॥ હાંરે જોતી મુખડું નીહાળ ॥ અ. ॥૩॥ ધન્ય મરૂદેવા માતને પ્રભુ જાયા ॥ હાંરે તોરી કંચન વરણી કાયા ॥ હાંરે મેંતો પુરવ પુણ્યે પાયા ॥ હાંરે દેખ્યા તોરા દેદાર ॥અ. ॥૪॥ પ્રાણ જીવન પરમેશ્વર પ્રભુ પ્યારો ॥ હાંરે પ્રભુ સેવક હું છું તારો ॥ હાંરે ભવો ભવનાં દુઃખડાં વારો ॥ હાંરે તુમે દીન દયાળ ॥ અ. ॥૫॥ સેવક જાણી આપનો ચિત્ત ધરજો ॥ હાંરે મોરી આપદા સઘળી હરજો ॥ હાંરે મુનિ માણેક સુખિઓ કરજો ॥ હાંરે જાણી પોતાનો બાળ. ॥અ. ॥ ૬ ॥

## અથ મંગળ ચાર.

ચારો મંગળ ચાર આજ મારે ચારો મંગળ ચાર ॥દેખ્યો દરસ સરસ જીનજી કો, શોભા સુંદર સાર ॥ આજ. ॥૧॥ છિનું છિનું છિનું મન મોહન ચરચો, ધસી કેસર ઘન સાર ॥ આજ. ॥૨॥ વિવિધ જાતી કે પુષ્પ મંગાવો મોઘર લાલ ગુલાલ ॥ આજ. ॥ ૩ ॥ ધૂપ ઊખેવીને કરો આરતી, મુખ બોલો જયજય કાર ॥આજ.॥ ૪ ॥ હર્ષ ધરી આદીશ્વર પુંજો, ચોમુખ પ્રતીમા ચાર ॥ આજ. ॥૫॥ હૃયે ધરી ભાવ ભાવના ભાવો, જીમ પામો ભવ પાર ॥ આજ. ॥ ૬ ॥ સકળચંદ સેવક જીનજીકો, આનંદઘન ઉપગાર ॥આજ.॥૭॥

દીવોરે દીવો મંગળીક દીવો આરતી ઉતારોને બહુચિરંજીવો ॥ દી. ॥ સોહામણું ઘર પર્વ દીવાળી ॥ અંબર ખેલે અબળા નારી ॥ દી.॥ દીપાળ ભણે એણે કુળ અજુવાળી ॥ ભાવે ભગતે વિઘ્ન નિવારી ॥ દી ॥ દીપાળ ભણે એણે કળીકાલે ॥ આરતી ઉતારી રાજા કુમારપાળે ॥ દી. ॥ તમ ઘેર મંગળીક અમ ઘેર મંગળીક ॥ ચતુર્વીધસંઘ ઘર મંગળીક હોજો ॥ દીવો. ॥



## આ લીટી રહી ગઈ છે તે નિચે પ્રમાણે.

**માન ગયું હોય હંસથી, દેખી વીર્ય અનંત.**

આ લીટી ચોથા પેજમાં છઠી લીટી પછી વાંચવી આ મારી ભુલ થઇ છે માટે મહેરબાની કરી સુધારી વાંચશો એજ આમાંની ઘણી ભુલ થઇ છે માટે માફી માગી લઇએ છીએ.

## જાહેર ખબર.

એક અપૂર્વ ગ્રંથ. એક અપૂર્વ ગ્રંથ.

**મહામુનિ શ્રી જીનદત્તસુરી કૃત.**

# શ્રી વિવેક વિલાસ ગ્રંથ.

**ભાષાંતર સહિત.**

આશરે સાડીછસો વરસ ઉપર થઇ ગયેલા આ મહામુનિરાજે રચેલો ગ્રંથ ઘણોજ અપૂર્વ અને દરેક વિષયના જ્ઞાનથી ભરપુર છે. તેમાં વૈદક, જ્યોતિષ, સામુદ્રિક, સુકન વીગેરે અનેક પરચુરણ વિષયોનું વિવેચન કરેલું છે. સ્થળે સ્થળે કરેલો ઉપદેશ મનોવેધક છે. ષડ્દર્શનનો વિચાર ઘણો છટાદાર છે, તથા વ્યવહાર નીતિ અને ધર્મનીતિ ઘણીજ ખુબીથી દર્શાવી છે. તેનું ભાષાંતર એક વિદ્વાન પંડીતે ઘણુંજ સરલ અને રમીક કરેલું છે અને તેના કદ અને પાકી બાંધણીના પ્રમાણમાં કીમત ઘણી જુજ છે.

**કીમત રૂ. ૨-૦-૦ ટપાલ ખરચ જુદું.**

**નીચે લખેલા ઠેકાણેથી મળશે.**

**અમદાવાદ—ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ.**

**ઠે. સલાપોસ રોડ.**